

કાલોલ-નિવાસી. ( ગોધરા મહાલ. )

સ્વ. પારેખ જગજીવનદાસ શીવલાલભાઇનું ટુંકુ

# જીવન વૃત્તાંત.

લેખક અને પ્રકાશક.


હિમ્મતલાલ બળદેવજી બ્રહ્મભટ્ટ.

ગણપતિ સ્ટ્રીટ—નડીઆદ.





સને ૧૯૧૯.

પ્રથમાવૃત્તિ. પ્રત. ૨૦૦



કાલોલ-નિવાસી. (ગોધરા મહાલ.)

પારેખ જગજીવનદાસ સીવલાલભાઇનું ટુંક

# જીવન વૃત્તાંત.


લેખક અને પ્રકાશક.

હિમ્મતલાલ બળદેવજી બ્રહ્મભટ્ટ.

'પંચમહાલ-રત્નો.' 'રેવાકાંઠા વીર રત્નો.' મહીકાંઠાનાં રત્નો, તથા સહજાનંદ-વિલાસ વિગેરેનો કર્ત્તા.

ગણુપતિ સ્ટ્રીટ—નડીઆદ.





સંવત્ વિ. ૧૯૭૫ ઇ. સ. ૧૯૧૮

પ્રથમા વૃત્તિ. પ્રત. ૨૦૦

કાલોલ નિવાસી

સ્વ. પારેખ જગજીવનદાસ શીવલાલ,

ગોધરા (પંચમહાલ).



જન્મ—વિ. સં. ૧૮૯૨.　　અવસાન—વિ. સં. ૧૯૬૦.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઈ.



# અર્પણ પત્રિકા.

કાલોલ નિવાસી સ્વ. પારેખ જગજીવનદાસ સીવલાલભાઈના અમર આત્માને અર્પણ.

લેખક.

# નિવેદન.



કાલોલ નિવાસી સ્વ. પારેખ જગજીવનદાસ સીવલાલભાઈનું ટુંક જીવન વૃત્તાંત લખી બ્હાર પાડવાનો પ્રસંગ જે હાથ લાગ્યો છે તેથી લેખકને અત્યંત હર્ષ પેદા થાય છે. કારણકે જાણીતા ગૃહસ્થનાં જીવન ચરિત્રોએ મનુષ્યની ઉન્નતિનું મૂળ કારણ છે. આગેવાન પુરૂષોનાં જીવનચરિત્રો મનુષ્ય માત્રને સર્વોત્કૃષ્ટ રસ્તાપર દોરી જાય છે, અને ઉચ્ચ કર્મ કરાવી આ લોકને વિષે પરમ સુખ અને પરલોકને વિષે પરમ અલૌકિક મુક્તિ સુખ આપે છે. કેમકે ઉત્તમ દ્રષ્ટાંત એ મનુષ્યને ઉત્તમ થવાને જાગૃત કરે છે. અનુભવથી એવું સિદ્ધ થઇ ચૂકયું છે કે, મનુષ્ય નકલ કરનાર પ્રાણી છે. તેના મનનું વલણ હમેશા બીજાનું જોઇને તેવું કરવા તરફ વિશેષ રહે છે. દેખાદેખી કરવાનો સ્વભાવ સર્વ પ્રાણી માત્રમાં જણાય છે. અને આપણને જે વધારે સારૂં ગમે છે. તેના અનુસારી આપણે થઇએ છીએ, અથવા જે પદાર્થ આપણને ગમે છે તેની પાછળ જઇએ છીએ. જ્યારે એમ છે ત્યારે આપણી દ્રષ્ટિ આગળ જેમ સારી પ્રતિમા કે છબી

હોય તેમ વધારે સારૂં અને તેટલાજ માટે અગાઉ થયેલા કેન્હયાત, શૂરવીર, દાનવીર, રણધીર, વિદ્વાન અને સદવર્તન શાળી જનોનાં ચરિત્ર વાંચક વૃન્દની આગળ મૂકવાની આવશ્યકતા છે. જીવનચરિત્રએ એ પ્રકારની પ્રતિમા છે એટલુંજ નહિ પણ તે માંવળી દર્પણના ગુણ રહેલા છે. તે એવી રીતે કે જીવનચરિત્ર વાંચતાં તેમાંના કેટલાક પ્રસંગ અને વર્ણન પ્રથમતો દર્પણની પેઠે આપણને આપણાજ સ્વભાવ, શક્તિ અને સ્થિતિ આદિનું ભાન કરાવે છે, એટલે આપણામાં રહેલા ગુણદોષો કે જેનું ભાન આપણને કવચિતજ હોય છે, અથવા બિલકુલ નથી પણ હોતું; તેનું દર્શન ચરિત્ર રૂપી દર્પણ બહુ સારી રીતે કરાવે છે. કોઇપણ માણસની ઉન્નતિ કે અવનતિ કેવા સંયોગોને લઇને થઇ હતી, વ્યવહાર ચલાવવામાં કયા ગુણોને લઇને સુકીર્તી ફેલાઇ હતી અને મોટી જવાબદારી ધારણ કરી જન સમાજનું હિત કરવા તરફ અભિમાનકે લોભનો ત્યાગ કરવાનાં આચરણ કયા સજજનોમાં હતાં અને દુર્જનોમાં નહોતાં તેમજ કોઇપણ સંસ્થાના વ્યવસ્થાપક કે અનુયાયી તરિકે, અમુક વ્યક્તિનું કોના હાથે કેટલું ભલુ યા બુરૂ

થયું હતું તેના અનેક શિક્ષા પાઠો માણસના જીવનચરિ-
ત્રમાંથી મળી આવે છે. છેલ્લે વાંચક વૃન્દને મારી એટલીજ
વિનંતી છે કે, મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે તે પ્રમાણે
આ લેખમાં કોઈ પણ પ્રકારનો દોષ જણાય તો તે વિષે
તેમણે દરગુજર કરી મને પણ પોતાના જ્ઞાનનો લાભ આ-
પવાની કૃપા કરવી; એવી મારી નમ્રતા પૂર્વક વિજ્ઞપ્તિ છે.

કર્તા.





## પંચમહાલ જીલ્લાના કાલોલ ગામના રહીશ.
## સ્વ. પારેખ જગજીવનદાસ શીવલાલ
## ભાઇનું ટુંક.
# જીવન વૃતાંત.

**જન્મ અને શરૂઆતની કારકીર્દી**—ગોધરા (પંચમહાલ)

સ્વ. પારેખ જગજીવનદાસ શીવલાલ ભાઈનું નામ પંચમહાલમાં મશહુર છે. આ પરાક્રમી અને પ્રતાપી દશાલાડ વણિક ગૃહસ્થે પોતાના આશ્રય કાર બુદ્ધિ બળથી તથા સાહસથી પુષ્કળ પૈસો અને પ્રસિદ્ધિ કેમ મેળવ્યાં, ત્હેનો ખ્યાલ તેઓના આ ટુંક જગજીવન ચરિત્રમાં મળી શકે એમ છે.

સ્વ. જગજીવન દાસ પારેખનો જન્મ સંવત ૧૮૯૨ ના મહા વદ ૧૪ ના રોજ પંચમહાલ જીલ્લામાં આવેલા કાલોલની દશાલાડ વણિકજ્ઞાતિમાં પારેખ ખુશાલદાસ સામળદાસના કુટુંબમાં થયો હતો. રા. સામળદાસ પારેખને ચાર પુત્રીઓ અને ખુસાલદાસ તથા અમથાભાઈ નામે બે પુત્રો હતા, રા. ખુશાલદાસ ને ચાર પુત્રીઓ અને બે પુત્ર શીવ-

લાલાભાઇ તથા રણછોડદાસ નામે હતા, દસાલાડ વણિક કોમ વ્યાપાર અને સાહસ માટે પ્રસિદ્ધ છે.

રા. ખુસાલદાસ પારેખ અહોળા કુટુંબના પણ સાધારણ સ્થિતિના હોવાથી તેઓ પોતાનો ઘર સંસાર ઘણીજ સાદાઈથી સંભાળ પૂર્વક ચલાવતા હતા.

ગરીબ માતા પિતાની પેટેજ જન્મી, સ્વાત્મ બુદ્ધિ બળથી વદી પ્રસિદ્ધી પામનાર પુરૂષ અન્ય શબ્દમાં કહીએ તો મહા પુરૂષજ કહેવાય છે.

રા. શીવલાલભાઇ પારેખનું લગ્ન ભરૂચ મુકામે થયું હતું, અને તેમને બે પુત્ર નામે જગજીવનદાસ, તથા ત્રીભોવનદાસ; તથા ત્રણ પુત્રીઓ નામે દિવાળી બ્હેન, ઉજમ બ્હેન, અને ગુલાબ બ્હેન હતાં. રા. શીવલાલભાઈનો વ્યવહાર કાલોલમાં ઠગુ મગુ ચાલતો હોવાથી પ્રથમ ગોધરે આવી જયારે રા. કહાનદાસ વાઘજીભાઈની પેઢીમાં જોડાઈ બહુ ખંતથી કામ કરવા લાગ્યા ત્યારે આ પેઢીનો શરાફી વહેપાર ચાલતો હતો. આ વખતે પંચમહાલમાં સીંધીયા સરકારનું રાજય હતું અને તે રાજયનું પોતદારૂ આ પેઢીમાં હતું, તેથી રાજ્યની જમાબંધી તેમને ત્યાં જમા થતી અને ખર્ચબાદ જતાં ઉપજનો જે વધારો રહેતો તેની હુંડીઓ લખી આપવામાં આવતી તે બાબતમાં જે ઠરાવ રા. કહાનદાસ વાઘજી ભાઈની પેઢી તથા સુબાસાહેબ વચ્ચે થએલો તેની નકલ જૈન સમાજની જાણને માટે અત્રે રજુ કરીએછીએ.

श्री कालीका.
श्री कालीका प्रसन्न गजानन.
चरणा तत्पर गणेस राजाराम.
नीरंतर.

ઇઆદકલ બંદી પારેખ રાજેશ્રી કહાનદાસ વાઘજી મારફત લલ્લુભાઇ કહાનદાસ જોગ લી. રાજેશ્રી ગણેશરાજારામની સબત સંભાજીરાવ આગરે સરજેલ વિદમાનગાજીરાવ હારી જલ્લે પાવાગઢ પંચમહાલ તથા પરગણે દેહવદ સુદ્ધાં જત તમારી દુકાનેથી અવેજ હીસ્સે રસીદ વાસ્તે તથા સીબંધી વિગેરે ખરચને કાજે કરજે લીધા છે તેની ઠરાવની વિગત.

૧ મનોતી સેંકડા ૧ એકે રૂા. ૧ાા લેખે આપીશું.
૧ વીઆજ સેંકડા ૧ એકે રૂા. ૧ લેખે આપીશું.
૧ પોતદારી સેંકડા ૧ એકે રૂ. ૨ લેખે ને મધ્યે રૂા.
૧ સરકારનો રૂ. ૧ તમારો.
૧ હુંડીઆમણુ સેંકડા ૧ એકે રૂા. ૧ લેખે રૂપીઆ રોકડા આણવા પડે તે બદલ.
૧ સીરપાવ શેઠ ૪૦૦) તથા ગુમાસ્તાનો ૧૦૦)
૧ દુકાન ખરચ માસ એકના રૂ. ૫૪ લેખે આપીશું.
૧ તમારી દુકાને ભરણુ અમારૂં થશે તે બાસ્તી.
અવેજ રહે તેનું સેંકડે ૧ એકે રૂા. બાચરખા લેખે લઇશું.

૧ તમારી દુકાને પંચમહાલનું ભરણું ૫ડે પાન કરીશું.
૧ ગુમાસ્તા દેહ વદ તથા કાલોલ રહેશે તેના ખરચ ગુમા-
સતી સુદ્ધાં સીરસતા માફક આપીશું.

(૭)

એણી વિગતે બંદોબસ્ત કર્યો છે તે પ્રમાણે અમોને કબુલ છે તેના બાહુધર પાળ્યા પળાવ્યાના જમાદીર સાલમ બાખા બાજી આપ્યો છે. અવેજ પરથમ મહાલનું વસુલદે હવદ સુદ્ધાં આવશે તે તમારી દુકાને ભરીશું પોતદાર આ-વેતો પહેલું ભરણુ તમારે ત્યાં ભરીને હીસાબ દોકડે પાઇકે આપીને પોતદારને ત્યાં ભરીશું લશ્કર આવે જે મોકલો તે તમારો વળયા પછી મોકલીશું. કામ વાળાની બદલી થાએ તો તમારે અવેજ પહેલો આપીશું. જમાદાર સાલમ બાખા બાજીનો પટો ચાકરી નોકરી આપ્યોછે તમારી દુકાનનો લેણુંદેણું વીગેરે હોરજ કામની બરદાસ રાખી શુ એ લખ્યું તે સહી. સંવત ૧૮૯૩ ના શ્રાવણુ સુદ ૮ * બાલાસકન સમસીન જાન તૈવઅલફ સન ૧૨૪૫ જાણજે ૧૧ માંહે જમાવલ એણે પ્રમાણે કરી.

જમાદાર સાલમબીન મહમહદબાખા

શ્રી મોરતફ

બાજી ઉપર લખ્યા પ્રમાણે કબુલ છે.

---

* સદરહુ ચીન્હથી શરૂ થતું લખાણુ મોડી ભાષામાંછે.

સ્વ. પારેખ જગજીવનદાસનો અભ્યાસ હિમ્મતને કુશળતા

સ્વ. જગજીવનદાસ પરિખે ગુજરાતી ભાષાનું નામા ઠામા વિગેરેનું પોતાને જરૂરીયાતી એવું જ્ઞાન મેળવ્યું હતું કારણ કે તે વખતે અભ્યાસ કરવાને માટે જોઇએ તેવી સગવડો હાલના જેવી બિલકુલ ન હોતી. રા. જગજીવનદાસ પારેખ પોતાની નાની વયમાંજ ઘણાજ ચાલાક, બુદ્ધિશાળી, ઉત્સાહી અને હિમ્તવાન હતા. મર્હુમ પારેખ હમેશાં પોતાના પિતાશ્રી સાથે રાજદરબારમાં જતા. જેથી તેમને કામકાજથી તે વખતના સુબા સાહેબનો તેમના ઉપર સંપૂર્ણ પ્રેમ અને વિશ્વાસ હતો. સીંધીયા સરકારના અમલમાં તે અરસ્સામાં આંકડેથી કેટલાંક ગામો અપાતાં હતાં તેવાં ગામો તેમની કામગીરીથી ખુશ થઇને આપવાને સુબા સાહેબે ઘણોજ આગ્રહ કરેલો પરંતુ તે વખતે શરાફી વેપાર ઘણોજ સારો ચાલતો હોવાથી તેમજ તેમની માન્યતા એવી પણ હતી કે જમીનદારી સંપાદન કરવાથી કુટુંબમાં ભાગ્યે સંપ રહી શકે છે તેથી જાત મહેનતથી સંપાદાન કરવું તે વધારે સારૂં છે તેમજ ભવિષ્યમાં સંતાનોને પણ વેપાર રોજગાર કરવાની ફરજ રહેશે, ઉપર મુજબનાં સબળ કારણોથી સ્વ. જગજીવનદાસ પારિખે તેવા કામોમાં લક્ષ રાખ્યું નહી તેમજ બિલકુલ કાળજી સ્વપને પણ ધરાવી નહોતી.

કેટલોક વખત વિત્યાબાદ જ્યારે પંચમહાલની હકુમત સીંધીયા સરકારના તાબામાંથી બ્રિટીશ સરકારના હાથમાં આવી ત્યારે ઇનામી ગામો બ્રિટીશ સરકારે જપ્ત કરેલાં હતાં

પરંતુ તે સઘળાં ગામો વંશ પરંપરાને માટે ઇનામમાં આપેલા હોવાનું જાહેર કરી. સ્વ. જગજીવનદાસ પારેખે ઇનામદારો સાથે જાતે ગ્વાલીયર જઇ સીંધીયા સરકારની હકુમતમાં પોતાનો લાગવગ વાપરી ઇનામી ગામો પાછા ચાલુ કરાવ્યાં હતાં તે માન ખરેખર સ્વ. જગજીવનદાસ પારેખને ઘટે છે અને આજે પણ પંચમહાલના ઇનામી જાગીરદારો, દેશાઇઓ વિગેરે સ્વ. પારેખનો ખરા જીગરથી આભાર માને છે.

સ્વ. જગજીવનદાસ પારેખ તેમના વડિલો અને કુટુંબીઓએ ગોધરામાં ભાડાના ઘરોમાં દેશાઇવાડો, બારોટવાડા, શહેરા ભાગોળ, પટેલવાડા વિગેરે વિગેરે જુદે જુદે સ્થળે રહ્યાબાદ ગોધરામાં સંવત ૧૯૨૪ થી ૧૯-૬ સુધીમાં રા. પારેખે દુકાનો, ઘરો વિગેરે પોતાની માલકીનાં બંધાવ્યાં હતાં જે મકાનો નીચી બાંધણીનાં પણ એવાં સુન્દર અને નકસીદાર બનાવ્યાં છે કે ગોધરામાં એવાં મકાન ભાગ્યેજ કોઈની નજરે પડે છે તેમજ તે મકાનોના નકસીદાર કામથી આકર્ષાઇ માજી કલેકટર સા બા. કેમ્અબલ સાહેબ બહાદુરે તે મકાનો નો ફોટો પાડી વિલાયત મોકલ્યો હતો અને સને ૧૯૧૭-૧૮ માં પંચમહાલના લોકપ્રિય આસી. કલેકટર સા. બા. હામીદ એ અલી સાહેબ પણ જગજીવનદાસ પારેખના મકાનનો ફોટો પાડી ગયા છે.

પ્રથમ જ્યારે આપણી નામદાર બ્રિટીશ સરકારે પંચમહાલના જંગલ ખાતાનો બંદોબસ્ત કર્યો ત્યારે ગરીબ વર્ગ કે જેમના જીવનનો આધાર. ઘાસ ચારો, તથા લાક્કડ શહેરમાં પૂરાં પાડી નિર્વાહ ચલાવવાનો હતો તે બંધ પડયાના માઠા સમાચાર સ્વ. જગજીવનદાસ પારેખની જાણમાં આવતાંજ તેઓ બહુ દિલગીર થયા ને અને તુરતજ સઘળી હકીકત નામદાર સરકારને વ્યાજબી રીતે નિવેદન કરી જેથી સરકાર તપાસમાં સ્વ. જગજીવનદાસ પારેખની હકીકતને સંપૂર્ણ રીતે ટેકો મળ્યો તેથી ગરિબ વર્ગને જંગલમાંથી માંથે લક્કડ ભારા લાવવાની છુટી મળવાનો કાયદો અમલમાં મૂકાયો આ પ્રમાણે રા. જગજીવનદાસ પારેખે ગરિબ વર્ગ તથા લોકહિત પવૃત્તિની વૃદ્ધિમાં પણ પરિપૂર્ણ મદદ કરવામાં કાં ઈન્યુનતા રાખી નથી અને મોખરે થઇ ગરીબની મદદે ચઢી આશીર્વાદ મેળવ્યો છે

સીંધીયા સરકારના રાજ્ય અમલમાંજ રા. કહાનદાસ વાઘજીની પેઢી બંધ થઈ તેથી તુરતજ રા. પારેખે પરી મોહનલાલ હરીલાલના નામની પેઢી પોતાના ભાગમાં ઉભી કરી સઘળો વહિવટ સ્વ. પારેખ પોતેજ ચલાવીને ધમધોકાર સરાફી પેઢી ચલાવતા હતા. કેટલોક વખત વિત્યાબાદ સંવત ૧૯૧૮ ના માગસર વદ ૮ ના રોજ તે પેઢી પણ વહેંચાવા પામી અને તેનો તમામ ખટકો રા. શીવલાલ પારેખે રાખી લેઈ તુરતજ શીવલાલ ખુશાલદાસના નામની

પેઢી ચાલુ કરી. પરંતુ થોડી મુદતમાં જ સંવત ૧૯૧૮ ના મહા સુદ ૬ ના રોજ શીવલાલભાઇના ભાઇ રણછોડદાસ પોતાનો ભાગ સમજી લેઇ ફારગતી આપી છુટા થવાથી ઉપર જણાવેલ પેઢી સીવલાલ ભાઇની સ્વતંત્ર માલીકી થઇ તે પછી શીવલાલ ભાઇ તમામ રીતે ચોખવટ કરી પોતાના દરેક કુટુંબીઓને લઇ તે વખતે રેલવે ગાડીનું સાધન નહિ હોવાથી પગ રસ્તે જાત્રાએ ગયા પરંતુ હમારે અત્રે જણાવવું જોઇએ કે પેઢીનો વહિવટ ચાલુ રાખવામાં બાહોસ માણસની જરૂર હોવાના ખાસ કારણને લેઈને રા. શીવલાલ ભાઈ, જગજીવનદાસ પારેખને જાત્રાએ પોતાની સાથે લેઇ ગયા ન હોતા. રા. શીવલાલભાઇ પોતાના કુટુંબીઓ સાથે ગોકુળ, મથુરાં, કાશી, શ્રીજીદ્વાર વિગેરે જાણિતાં જાત્રાના સ્થળો ફરી દેવદર્શન તથા વખાણવા લાયક ધર્માદા કરી દોઢ વર્ષે પાછા ફરતાં સંવત ૧૯૨૦ ના પોષ વદ ૪ ના રોજ શ્રી ઠાકોરજી પધરાવી લાવ્યા હતા અનેતે મની સેવામાંજ પોતાનો સઘળો વખત વ્યતિત કરતા બાદ સંવત ૧૯૩૩ ના ચૈત્ર સુદ ૬ ના રોજ કાલોલ મુકામે રા. શીવલાલભાઈનો દેહાન્ત થયો પછી સંવત ૧૯૩૫ ના પ્રથમ આસો વદ ૦)) ના રોજ રા. જગજીવન દાસનાં માતુશ્રીનો પણ એકાએક કાળ થયો જેથી તમામ કુટુંબની દેખરેખ તથા શ્રીજીની સેવા કરવા માટે પોતાના નાનાભાઈ રા. ત્રીભોવનદાસને કાલોલ મૂકામે મૂક્યા

પરંતુ ટુંક મુદતમાં તે ભાઇ પણ સંવત ૧૯૪૪ ના મહા સુદ ૧ ના રોજ કૈલાસ વાસી થયા. તેથી ગોધરાની પેઢી, શ્રીજીની સેવા તથા તમામ કુટુંબની દેખરેખ તથા વ્યવસ્થા રાખવાનો તમામ બોજો રા. જગજીવનદાસ પારેખને શીર આવી પડયો આ વખતે તેમના ભાઈના દીકરા રા. માણેકલાલભાઈ વિગેરે તેમને જો કે રા.જગજીવનદાસને દરેક કામમાં મદદગાર થતા હતા જોઇ જવાની તથા દરેક બાબતમાં કાળજી રાખવાની જે ફરજ તે દુર થઈ ન હોતી. આપણે પ્રથમ વાંચી ગયાં છીએ કે, રા.જગજીવનદાસ પારેખે નાનપણથીજ સીવલાલ ખુશાલદાસની સરાફી પેઢી નો વહીવટ હાથ લેઈ વખાણવા લાયક વેપાર વધાર્યો હતો કે જેના પરિણામે પંચમહાલ રેવાકાંઠામાં તો શું પણ સુરત, મુંબાઈ, ભરૂચ, વડોદરા, પેટલાદ. અમદાવાદ, નડીઆદ, લુણાવાડા, કપડવણજ, રતલામ ઇત્યાદિ સ્થળો એ વેપાર–આડત તથા હુંડી પત્રનું કામ પુષ્કળ વધી ગયું હતું અને ગોધરાની શરાફી પેઢીઓમાં આ પેઢી પહેલા નંબરની આંટવાળી જાહેરમાં આવી હતી ગોધરામાં કોઇ પણ ઘર એવું નહિ હોય કે જેનો સબંધ આ પેઢી સાથે નહિ થવા પામ્યો હોય તેથી તે વખતે આખા ગોધરા તથા આજુબાજુના ગામોમાં લોકોમાં એવી કહેવત ચાલતી હતી કે, 'કુવેથી પાણીયારી પાછી આવે તો પારેખને ત્યાંથી રૂપીઆ લેવા ગએલ શખ્સ પાછો આવે આથી પ્રિય વાંચક

વર્ગની ખાતરી થવા પામશે કે ૨ા. જગજીવનદાસ પારેખ પોતાની શરૂઆતથીજ હરેક રીતે વેપારી લાઇનમાં વાકેફગાર થએલા હોવાથી તેમજ દીર્ઘદ્રષ્ટિ, વ્યાવહારિક નિપુણતા આદિ અનેક સદ્દગુણો તેમનામાં વાસ કરી રહેલા હોવાથી તેમને આકાર્ય ઉઠાવવામાં કાંઇપણ અડચણ નડી નહિ પરંતુ ધીમે ધીમે પોતાની દેખરેખ હેઠળ ચાલતી પેઢી પ્રથમ પંકિતની ગણાઈ અને એવા પાયા ઉપર લાવી મૂકી કે જેની ખ્યાતિ અને કિર્તી પણ ૨ા. શીવલાલભાઇ કરતાં કોઇપણ દરજજે નહિ ઉતરતાં તેથી વિશેષ વધી. ૨ા. જગજીવનદાસ પારેખે સારી રકમો ધર્માદાય કામમાં વાપરી ગોધરા તથા પંચમહાલ સારી નામના મેળવી હતી દ્રવ્યતો અનેક પુરૂષો સંપાદન કરે છે. પણ જેઓ પોતાના દ્રવ્યનો સદ્દવ્યય ગરીબ વર્ગ અને પોતાના જ્ઞાતી બંધુઓના કલ્યાણ અર્થે કરે છે તેઓ એજ ખરૂં દ્રવ્ય સંપાદન કરેલુ ગણાય એવી હમારી નમ્ર માન્યતા છે અને તે પ્રમાણે સ્વ. જગજીવનદાસ પારેખે પોતાના ઉમદા વિચારો અમલમાં મૂકયાની હમોને સંપૂર્ણ ખાત્રી થવા પામે છે સ્વ. જગજીવનદાસ પારેખને દરેક અંગ્રેજ અમલદાર ઉપર સંપૂર્ણ વિશ્વાશ અને પ્રેમ હતો તેથી ઘણા અંગ્રેજ અમલદારના ગાઢ પરિચયમાં પોતે આવ્યા હતા. પ્રથમ જ્યારે પંચમહાલના કલેકટર સા. બા. મે. પોપટ સાહેબને વિલાયત રજા ઉપર જવાનો પ્રસ-

સંગ આવ્યો ત્યારે તેમને નાણાંની જરૂર હોવાથી તેઓ સાહેબે દરેક સરાફોને બોલાવી વ્યાજે નાણાં મેળવવા માગણી કરી હતી પરંતુ જ્યારે કોઇ પણ સરાફે તેઓ સાહેબ બહાદુરને નાણાં આપની હિમ્મત બતાવી નહિ ત્યારે. સ્વ. જગજીવનદાસ પારેખે તુરતજ તેઓ સાહેબને જોઇતી ભારે રકમ એકદમ આપવાને પોતે ખુશી બતાવી આપી હતી. જે રકમ તેઓ સાહેબ બહાદુરે વિલાયતથી પાછા આવતા તુરતજ વસુલ આપી હતી.

સ્વ. પારેખ જગજીવનદાસે પોતાના કુટુંબનો શુભ શિરસ્તો સારી રીતે જાળવી રાખી રાજા પ્રજા વર્ગને પ્રસંગોપાત મદદગાર થતા. તેઓ પોતાના ધર્મમાં નિષ્ટાવાળા હોવા છતાં પોતાના કિમતી વખતનો ભોગ આપી સાર્વજનિક પ્રવૃતિઓમાં આગળ મોખરે આવી ભાગ લેતા. અને પ્રત્યેક શુભપ્રવૃતિને પોતાનાથી બનતી મદદ આપી સંપૂર્ણ દિલસોજી બતાવતા તદઉપરાંત ત્હેમની વખાણવા લાયક પરોણાગતનો લાભ ઘણા જાણિતા પુરૂષોને આપવા ચુકતા નહિ. જેથી કરીને કેટલાક નવીન માણસોને પણ આ પેઢી સાથે વધારે સંબંધ થવા પામતો. રા. જગજીવનદાસે પોતાની સરાફી પેઢી ઉપરાંત અફીણનો વેપાર કાલોલમાં જગજીવનદાસ રણછોડદાસના નામથી રણછોડભાઇના ભાગમાં સરૂ કર્યો હતો. જ્યારે નામદાર બ્રિટીશ સરકારે અફીણનો

વ્યાપાર બંધ કર્યો ત્યારે આખા જીલ્લામાંથી અફીણ ભેગુ કરી. ઇજારો આપવાનો કાયદો અમલમાં મૂકયો હતો. તેમાં પણ સ. પારેખની સલાહ મુજબ મેનેજમેન્ટ સરકારે કરી અફીણ વેચવાનો પ્રથમ અસાડ માસનો ઇજારો તેમને આપ્યો હતો.

જે વહીવટ સ્વ. પારેખે ઘણી ખડતલ મહેનત ઉઠાવી ઘણી સારી રીતે ચલાવ્યો હતો ત્યારબાદ સરકારે ટેન્ડરથી બંધણી કરી ઇજારો આપવાનું શરૂ કર્યું તેમાં ખોટ જવા લાગી. તેથી સરકારે ખુલ્લી હરાજી કરવા માંડી પરંતુ લોકોએ એક સંપ થઇ જઇ વધારે માગણી નહિ કરવાથી હરાજીની મંજુરી ગવર્નમેન્ટથી મંગાવી તે વખતે મે. કલેકટર સા. બહાદુરે પોતાનો અભિપ્રાય જાહેર કર્યો કે પારેખે પ્રથમ ઇજારો શરૂ કરી આપ્યો હતો તો તેઓ અફીણનો ઇજારો હવે કેમ રાખતા નથી ? તે ખુલાસો કરવા પારેખને રૂબરૂ બોલાવી પૂછ્યું તે ઉપરથી પારેખે તેઓ સા. બા. આગળ જાહેર કર્યું કે હરાજીમાં હમો બોલતાજ નથી અને તેનું કારણ માત્ર એજ છે કે તે આબરૂદાર માણસનું કામ નહિ જ્યારે કલેકટર સા. બહાદુરે આ પ્રમાણે પારેખનું કહેવું જાણી વાકેફગાર થયા કે તુરતજ તેમણે હરાજીની માગણી ઉપર સો પૌન્ડ વધારી ગવર્નમેન્ટમાં લખી પ્રથમની મંજુરી રદ્દ કરાવી રા. પારેખને ઇજારો આપ્યો તે ઇજારામાં મંજુર

રા કરતાં પણ વધારે અફીણનું વેચાણ થવાથી ગવર્નમેન્ટમાં લખાણ થયું જેથી હરાજી કરવાનો ઠરાવ રદ થયો અને કુલ્લે વેચાણ થાય તે ઉપર ડયુટી લઇ આબરૂદાર માણસને ઈજારો આપવો એવો ઠરાવ ગવર્નમેન્ટે કરી. દરેક જીલ્લામાં અમલમાં મૂકયો તે સ્વ. પારેખજીના શુભપ્રયાસોને આભારી છે. સ્વ. પારેખનો પોતાનો સઘળો વ્યાપાર વધવા લાગ્યો અને પોતે વડીલની વારસામાં મેળવેલ દોલત તડામાર વધાર્યે ગયા.

સ્વ. પારેખે પંચમહાલના અફીણના ઈજારાનું પંદર વર્ષ રેવાકાંઠા–મેવાસમાં ત્રીસ વર્ષ સૂધી તેમજ છોટાઉદેપુર દેવગઢબારીયા, લુણાવાડા–વાડાસીડીનોર વિગેરે જાણીતા સ્ટેટોમાં અફીણનો ઈજારો કેટલાંક વર્ષ સૂધી રાખેલો હતો તેમ જ સુંથ સ્ટેટમાં શાહેર તથા તગાવી દાણાના ઇજારાનું કામ અને છોટાઉદેપુરમાં તગાવી દાણાના ઈજારાનું કામ ઘણા લાંબા વખત સુધી કર્યું હતું જેથી બ્રિટીશ હદમાં તેમજ બીજાં સ્ટેટોમાં સ્વ. પારેખનો લાગવગ અને માન મરતબો સારી રીતે પડયો જેથી અમલદાર તથા વેપારી વર્ગમાં પોતાની ચંચળતાથી માનીતા થઇ પડયા હતા. તે સંબંધમાં સ્વ. જગજીવનદાસ પારેખને સનંદી નોકરીવાળા. કલેકટર સા. બા. તેમજ જાણીતા અમલદાર સાહેબો તરફથી જે ઇનામ સરટીફીકેટો મળેલાં છે તેમાંનાં કેટલાંક વાંચક વર્ગની

જાણને માટે હમોએ અત્રે પ્રસિદ્ધ કરવા. તેમના શાણા પુત્રો પાસે માગણી કરવાથી તાત્કાળિક મેળવી શકયા છીએ. તે વાંચવાથી ખાત્રી થવા પામશે તે નિચે પ્રમાણે છે.

1. Mr. Jagjiwan Parekh is one of the leading traders in Godhra. He had the opium farm when I was in Godhra two years ago and still I believe holds it. I was well satisfied with his energy and management and believe him to be trustworthy. He holds & high character in Godhra.

1st July 1892 Sd/ J. M. Campbell

Collector.

મી. જગજીવન પારેખ ગોધરામાં એક આગળ પડતા વેપારી છે. બે વર્ષ પહેલાં જ્યારે હું ગોધરે હતો ત્યારે તેઓનો અફીણનો ઇજારો હતો અને હું ધારૂં છું કે હજુ હસે. તેમના કામથી મને ઘણો સંતોષ થયો તે ખંતીલા અને વિશ્વાસુ માણસ છે ગોધરામાં તેમની આબરૂ સારી છે.

તા. ૧ જુલાઇ ૧૮૯૨.

(સહી) જે. એમ. કેમ્પેલ.

કલેકટર.

2. Jagjivan Shivlal Parekh has held the opium farm of the Punchmahals and Sankheda and Pandu Mewas States for the last 4 years. He is solvent and fit to undertake such business.
Godhra 29th June 1892 Sd/ H. Onmanney
Collector Punchmahals

૨. છેહલાં ચાર વરસથી પંચમહાલ સંખેડા અને પાંન્ડુ મેવાસનો અફીણનો ઇજારો રા. જગજીવન સીવલાલ પારેખે રાખ્યો છે. તેઓ આવા ઇજારા રાખવા લાયક ને આબરૂદાર છે.

ગોધરા ૨૯ મી જૂન ૧૮૯૨.

(સહી) એચ. ઓમેની.

કલેકટર. પંચમહાલ્સડ.

Extract from memorandum on handing over charge made by E. Maonschie Esqr. Assistant Collector, Punchmahals,

3. Parekh Jagjivan Shivlal held the opium farm for some years up to August 1893. He worked the farm satisfactorily and there was never any friction during his tenure. He is a Municipal Commissioner of long standing and his

extensive knowledge of men and things in Godhra and the mahals generally is very valuable. True Copy.

Sd/ C. Lord

Assistant Collector Punchmahals

૩. પંચમહાલના મે. આ. સી. કલેક્ટર સા. બા. ઇ. મેકાંનેકી સાહેબે પોતાનો ચાર્જ આપતાં કરેલી નોંધનો ઉતારો પરીખ જગજીવન શીવલાલે ૧૮૯૩ ના ઓગસ્ટ મહીના સુધી ઘણા વરસ અફીણનો ઇજારો રાખ્યો હતો. તેમણે ઇજારા દરમ્યાન સંતોષ આપ્યો હતો અને સારી રીતે ઇજારો પરીપૂર્ણ કર્યો હતો. તે ઘણા જૂના વખતના મ્યુનીસીપાલ કમીશનર છે ગોધરા તથા મહાલ સંબંધી બાબતોમાં તેમનું જ્ઞાન ઘણું કીંમતી છે.

Sd. સી. લૉર્ડ.

આ. સી. કલેક્ટર. પંચમહાલ.

4. Extract from the memorandnm on handing over charge by Dadabhai Hormasji Esqr. Deputy Assistant Political Agent Rewakantha. Parekh Jagjivandas Shivlalbhai of Godhra has long held the management of the opium farm in the Mewas and Estates of Umetha and Bha-

darwa. In the fact from the commencement of the year, in which these Estates transferred the control of the Abkary Revenue to the British Government the farm has been uninterruptedly held by him and he has conducted it to the entire satisfaction of the authorities concerned. He is an old native of the Punchmahals and commands respect and esteem of old classes of the people. By his conduct and capacity for business he has proved a fit person to continue in the management of the farm so long as it lasts, and it will be quite in the interests of the Estates concerned, if in this respect his services are availed of.

20th June 1894 — True Copy.

Sd/ Manibhai Haribhai
Dy. Asstt. Political
Agent Rewa-Kantha.

Sd/ D. Hormasji
Deputy Assistant
Political Agent.
Rewa-Kantha.

રેવાકાંઠાના ડેપ્યુટી આસીટન્ડ પોલીટીકલ એજન્ટ મી. દાદાભાઇ હોરમશજી સાહેબે પોતાનો ચાર્જ આપતાં રેલી નોંધનો ઉતારો

મેવાસને ઉમેટા અને ભાદરવા ઠાકોરની હદમાં ઘણા વખતથી અફીણનો ઇજારો પારેખ જગજીવનદાસ શીવલાલે રાખેલા છે. અને આબકારીનો કારોબાર જ્યારથી ભાદરવા ને ઉમેટા પાસેથી સરકાર પાસે ગયાં ત્યારથી તેમણે ઇજારાનું કામ સતત્ સંતોષકારક બજાવ્યું છે. તે પંચમહાલના જૂના વખતના રહીશ છે અને જૂના જમાનાના લોકોમાં તેમનું માન અને આબરૂં સારાં છે તેમની ચાલચલગત અને કામ કરવાની શક્તિએ તેમને લાયક માણુસ બનાવ્યા છે અને જ્યાં સુધી આ ધંધો ચાલે ત્યાં સુધી જો તેમને ઇજારો આપવામાં આવે તો તેમની નોકરી સરકાર તેમજ સ્ટેટને બહુ કામની થઇ પડશે.

૨૦ જૂન ૧૮૯૪ ખરી નકલ.
(સહી) મણીભાઈ હરીભાઈ.
ડે. આ. પોલીટીકલ એજન્ટ
રેવાકાંઠા.

(સહી) ડી. હોરમશજી.
ડે. આસી. પો. એજંટ રેવાકાંઠા.

Godhra 15th May 1899

My dear Sir,

5. You have managed the Sunth Sayer & Tagavi-Farms very well, and in connection with the

Rewa-Kantha (Mewas) opium farm has been one of long standing.

Wishing you well. I am yours faithfully

To Jagjivan Shivlal Parekh Esqr. Godhra } Sd/ W. Dodret.

ગોધરા. ૧૫ મે ૧૮૯૯

મ્હારા વ્હાલા સાહેબ,—

સુન્ધ સાયર અને તગાવીના ઇજારાનું કામ આપે સારી રીતે કર્યું છે અને રેવાકાંઠા. (મેવાસ) નો અફીણનો ઇજારો આપણી પાસે ઘણા વખતથી છે.

શુભ. આશીષ સાથે. હું છું આપનો વિશ્વાસુ,

જગજીવન શીવલાલ પારેખ. (સહી). ડબ્લ્યુ. ડોડ્રેટ.

એસ્કવાયર—ગોધરા.

## લોક સેવા અને ધર્માદા કાર્યો.

સ્વ. જગજીવનદાસ પારેખે મ્યુનીસીપાલ કમીશનર તથા ચેરમેન તરીકે ગોધરા. મ્યુનીસીપાલીટી સ્થપાઈ ત્યારથી પોતાની હયાતી સુધી સરકાર તરફથી નિમાઇ રાજા તથા પ્રજા વર્ગની ઉમદા સેવા બજાવી હતી. મ્યુનીસીપાલીટીનું મકાન તેમની દુકાન પાસેજ ઘણું નજીક હોવાથી ઘણું ખરૂં કામ તેમના હાથે કરાવવામાં આવતું હતું. સેસન્સમાં એસેસર તરીકે

હીન્દુ દેવ સ્થાનના પંચ તરીકે અને લોકર્ડ બોર્ડના સભ્ય તરીકે પણ વખતો વખત સ્વ. પારેખે લાંબા વખત સુધી વખાણવા લાયક કામ કરી પોતાનો જાતી ભોગ આપેલો છે. તે ગોધરાના રહિશોથી અજાણ્યું નથી જીલ્લાના જાણીતા અમલદારો વારે વારે રા. જગજીવનદાસ પારેખની મુલાકાત લેતા તેથી ખાત્રી થવા પામે છે કે તેમણે ગવર્નમેન્ટને વખતો વખત ઘણી સારી મદદ કરી છે. તેમની ધાર્મિક વૃતિ મુળથીજ ખીલેલી હોવાથી તેવા કામોમાં તેમણે પોતાના ધનનો સદ વ્યય ઘણી સારી રીતે કર્યો હતો. જ્યારે કાંકરોલીવાળા મહારાજ શ્રીએ સંવત ૧૮૯૯ માં શ્રી ગુસાઇજી મહારાજની બેઠક પ્રસિદ્ધ કરી ત્યારે શીવલાલ ભાઈ નામના મુખીયાજીને રાખી મેવા મીશ્રી ભોગ ચાલુ કર્યો હતો પરંતુ અસલ સ્થળ પ્રસિદ્ધ થયુ નહોતું. સંવત ૧૯૧૬ માં અમદાવાદવાળી ગૌસ્વામી શ્રી વૃજરાયજી મહારાજ પંચ મહાલમાં પધાર્યા ત્યારે સાંડાસાલ મુકામે શ્રી ઠાકોરજીએ તેઓને જણાવ્યું કે હાલમાં સેવા ચાલે છે પણ હું ગુપ્ત પણે બીરાજું છું, તમો આની પ્રસિદ્ધ કરો તે ઉપરથી મહારાજ શ્રી પોતે એકદમ ગોધરે પધાર્યા હતા અને જગજીવનદાસ પારેખને મળી છાતીપુર ખોદાણ કામ કરાવી અસલ સ્થળ પ્રસિદ્ધ કર્યું હતું. તે વખતે ગૌવર્ધનદાસને મુખીઆજી તરીકે નિમી સેવા ચાલુ કરી ડુંગરનો

ભોગ શરૂ કરાવી પોતાના તરફથી સ્વ. પારેખ રૂ. ૩૬) દર વર્ષે ભોગમાં આપતા હતા. સંવત ૧૯૨૮ ની સાલમાં શ્રી વૃજરાયજી મહારાજ તરફથી અધિકારી ગોપાળદાસે આવી મુખીઆ વલવ પ્રસાદ ગોવર્ધનદાસ હસ્તે અન્ય સુખડી ભોગ ચાલુ કરી રૂ. ૨૫૦) તેના ખર્ચ માટે સ્વ. જગજીવનદાસ પારેખની પેઢીમાં જમા કરાવ્યા હતા. પરંતુ જ્યારે સંવત ૧૯૨૯ માં બેઠકનું મકાન બળી ગયું ત્યારે મકાન બનાવવામાં ગોકુલની ગાદીવાળા માજી મહારાજ શ્રી ચંદ્રાવાળીજી કે જેઓને સદરહુ બેઠક સાથે કાંઇ પણ સંબંધ નહોતો—

છતાં તેમની ગાદીના વૈષ્ણવોએ શ્રી વૃજરાયજી મહારાજ શ્રીની માલકીના સંબંધમાં ભારે તકરાર નાખી હતી. આ વખતે રા. જગજીવનદાસ પારેખ તથા ગામના બીજા સાત આઠ વૈષ્ણવોએ શ્રી વૃજરાયજી મહારાજની પક્ષ લીધી હતી, જ્યારે સામા પક્ષમાં શ્રીમાળી વાણીયાની ઘણી ખરી કોમ એકત્ર થઈ તકરારમાં ઉતરી હતી અને મામલો કોર્ટે ચઢયો ત્યારે બન્ને પક્ષના આગેવાનોએ પોતાના મહારાજો તરફથી મુખ્ત્યાર નામાં મેળવ્યાં હતાં અને હાઈ કોર્ટ સુધી કેસ લઢવાને ગયા હતા. હાઇ કોર્ટે શ્રી વૃજરાયજી મહારાજના લાભમાં ફેંસલો આપ્યો ત્યારે જગજીવનદાસ પારેખે હાલ-માં જે બેઠકનું મકાન છે તે બંધાવ્યું અને દરેક વૈષ્ણવો

સાથે પોતાના મીલન સાર સ્વભાવથી હળી મળી યુક્તિ પ્રયુક્તિ વાપરી સલાહ સંપથી કામ લઈ દરૂ કોમના લોકો કે જેમના ઘરમાંજ*હાલ બેઠક છે તેમના વંશજો પાસેથી કેટલીક મીલકત સંપાદન કરી મહારાજ શ્રીની આજ્ઞા પ્રમાણે સેવાનો ક્રમ ચલાવ્યો હતો. આ કામ કરવામાં રા. પારેખને શ્રીમાળી કોમ તરફથી કાંઈ ઓછું સહન કરવું પડયું નહોતું. પરંતુ આવા બારિક પ્રસંગે રા. પારેખે કોઈ પણ જાતની દરકાર રાખ્યા સિવાય નિખાલશ હૃદયથી સઘળો કાર્યભાર ચલાવ્યો હતો. પરંતુ હમારે ભુલી જવુ જોઇએ નહિ કે મુખીઆજી વલવ પ્રસાદે પણ બહુજ વખાણવા લાયક ભાગ લીધો હતો. દેશ વિદેશમાં આ બેઠકનો મહિમા એટલો જાહેરમાં આવેલ છે કે આ લાઈનેથી જતાં આવતાં વલ્લભ કુળના મહારાજાઓ તથા જાત્રાળુઓ એક બે દિવસ અહીઆં રોકાઈ દર્શન કર્યા સિવાય આગળ જતા નથી તેમજ આ મંદીરમાં બીજા મંદીરો કરતાં વૈષ્ણવોની ભારે મેદની વખતો વખત નજરે પડે છે. હાલમાં પણ સદરહુ બેઠકનો વહીવટ તેમના દીકરાઓ કરે છે.

રા. જગજીવનદાસ પારેખ હાજી હા કહેનારા ન હતા પરંતુ હમેશાં સ્વતંત્રપણે કામ કરતા હતા. કેટલીક બાબતોમાં તેઓ નીડરતાથી કામ લેતા હતા. અને તેથી તેમને સામા પક્ષ સાથે તકરારમાં ઉતરવું પડતું તે આપણે વાંચી

ગયા છીએ અને તેમની ધર્મ ભાવના કેવી હતી તે આપ-
ણને જાણવાની તક મળી છે. તેઓ પોતાની જ્ઞાતિની સુધા
રણા પ્રતિ પણ સારી કાળજી ધરાવતા હતા. તેમણે પૈસા-
ના વૈભવમાં કદી પણ લોક રીતિ કે નીતી ઓળંગી નથી.
તેમણે કાલોલ ગામમાં પોતાના જ્ઞાતિ ભાઇઓની યથાશક્તિ
સેવા બજાવી છે પોતાના જ્ઞાતિભાઇઓના ઉપયોગને માટે
કાલોલમાં એક વાડી બંધાવવાની શરૂઆત કરી પો-
તાના ઘર થારની જમીન મફત આપી આજુ બાજુની
જમીન પણ વેચાણ લઇ પોતાના ભાઇ ત્રીભોવનદાસને
સઘળી દેખરેખ રાખવાને રોકી તે મકાન બાંધતાં ફંડથી
એકઠાં થએલાં નાણાં વપરાઇ ગયાં ત્યારે કામ અધુરૂં નહિ
રહેવા દેતાં પોતે પોતાની કેટલી રકમ તે વાડીના કામમાં
વાપરી તૈયાર કરી કોમને શુંપ્રત કરી હતી. અને હજુ સુધી
ઉપર જણાવેલ વાડીમાં ખર્ચેલા નાણાં તેમના ન્યાતીલાઓ
પાસેથી તેમના વારસો પણ મેળવી શકયા નથી. છતાંએ
પણ તેમના શાણા પુત્રો પોતાના સ્વ. પિતાશ્રીને શુભ
પગલે ચાલી પોતાની વ્હાલી કોમની વખાણવા લાયક સેવા
બજાવે છે તે માટે હમો રા. વલવદાસ તથા ચંદુલાલભા-
ઇને ધન્યવાદ આપીએ છીએ.

સંવત ૧૯૩૩ માં પંચમહાલ ખાતે દુકાળ જાહેર
થયો તે વખતે રા. પારેખે ગોધરામાં ફેમીન ફંડ ઉઘરાવી

ગરીબ ગરબાઓને ધરમાદા અનાજ મળે તેને માટે આગે-
વાની ભરેલો ભાગ લેઇ પોતા તરફથી મોટી રકમ તે ફંડ-
માં આપી એક દુકાન ખોલાવી હતી અને તેની વખતો
વખત સારી રીતે દેખરેખ રાખી ઉત્તમ વ્યવસ્થા રાખતા
હતા અને ફંડના ફાળામાં ત્યાના વાણીઆના પંચને કેટલી
રકમ ધીર ધાર કરી આપેલી હતી. તે હજુ પણ વસુલ
આવેલી નથી આ સીવાય ગોધરાથી જે માલ વેપારી વર્ગ
દેશાવર ખાતે મોકલે તેના ઉપર અમુક રકમ ધરમાદા
લેવાની પ્રનાલિકા દાખલ કરાવી સદાવ્રતના કામમાં તે ફંડ
વપરાય તેને માટે રા. પારેખે પુરતી કાળજી રાખી હતી.
ધાર્મિક તેમજ સમાજીક વિષયોમાં તેમનું લક્ષ વિશેષ હતુ
જેથી સરકાર દરબાર તથા પ્રજા વર્ગમાં તેઓ ઘણા પ્રિય
થઇ પડયા હતા.

જયારે પંચમહાલમા આવેલા મહેસોલ સ્ટેટમા ગા-
દીના વારશા માટે બંને રાણીઓને તકરાર થઇ તે વખતે
પ્રીવી કૌન્સીલથી ચુકાદો થયા પછી તે સ્ટેટના તમામ
દેવાનો નિકાલ કરવાનું કામ તે વખતના લોકપ્રિય કલેકટર
સા. બા. પ્રાટ સાહેબને ગવર્નમેંટ તરફથી સોપાયું હતું
ત્યારે તમામ લેણાનો હિસાબ નક્કી કરવા માટે રા. જગ-
જીવન પારેખને નિમવામાં આવ્યા હતા. રા. પારેખ ઘણીજ
બાહોશીકાઇથી સઘળા લેણદારોનો હિસાબ નક્કી કરી આપ્યો
તે પ્રમાણેજ દેવું ચુકવવામાં આવ્યું હતું.

રા. પારેખ પંચમહાલ, રેવાકાંઠા વિગેરે સ્ટેટો સાથે સારો સંબંધ ધરાવતા હતા જેથી તેઓ દરેક બાબતનું ઉંચા પ્રકારનું અનુભવ સિદ્ધ જ્ઞાન ધરાવે છે તેવુ કોઈ પણ વ્યક્તિની જાણુ બહાર નહોતું.

પ્રથમ જયારે શુંથ સ્ટેટમાં જપ્તી વહીવટ દાખલ થયો ત્યાર પછી જંગલ આપવાનો રિવાજ શરૂ થયો ત્યારે ત્યાંના જાણીતા દિવાન સાહેબ રા. લલુભાઈ કલ્યાણજીના આગ્રહથી વેપારી મંડળને બોલાવી તે રિવાજ ચાલુ કરી આપવામા રા. પારેખની સલાહ અને મદદ ઘણી ઉપયોગી થઇ પડી હતી.

હવે કેટલોક વખત વિત્યાબાદ જ્યારે રા. જગજીવન દાસ પારેખ ગંભીર માદગીમા સપડાયા ત્યારે પંચમહાલ ના મેં. કલેકટર સાહેબ બહાદુર પોલન સાહેબ કે જેમનો અત્યંત પ્રેમ પારેખ ઉપર હતો તેઓ સા. બા. રા. પારેખને જોવા માટે ખાસ તેમના મકાને પધાર્યા હતા. પરંતુ રા. પારેખ માદગીના સબબથી તેઓ સા. બા. સાથે બરાબર વાતચિત કરી શકયા નહી તેથી તેઓ સા. બાહાદુરે રા. પારેખના પુત્રોને બોલાવી કોઇ પણ જાતની ફીકર નહિ કરવા પુરતી રીતે આશ્વાસન આપ્યું હતું અને સીવીલ સર્જન સાહેબને ચાપતા ઉપાયો લેઇ પારેખને માદગીના બીછાનામાથી જેમ બને તેમ સત્વરે ઉઠાડવા પુરતી ભલા

મણુ કરી હતી. એ સર્વનું કારણુ અંગ્રેજ અમલદારોની કદર કરવાની શક્તિ અને ઉત્તમતા છે.

રા. પારેખે માંદગીમાંથી સાજા થઇ ઉઠયા બાદ મે. પોલનસાહેબ બહાદુરની યાદગિરી કાયમ સચવાય તેવા ઉદ્દેશથી પોલન સાહેબના નામ ઉપર પોલન બાગમાં એક ફુવારો ખૂલ્લો મૂકયો હતો, રા, પારેખે સંવત ૧૯૫૬ ના દુકાળ વખતે ગરીબ વર્ગ તેમજ સરકારને પણુ ઉમદા મદદ આપી હતી અને એજ સાલમાં તેમના ભત્રીજાઓ પેઢીની વહેંચણુ કરવાનું કામ લેઈ બેસવાથી કેટલાક વરસોનો અરસપરસનો હિસાબ સમજી લઇ તેમની મરજી મુજબ વહેચણુ કરી આપી એથી સંવત ૧૯૫૮ના વૈશાખ શુદ ૬ નારોજ ગોધરાની પેઢીમાંથી તેમના ભત્રીજા ફારગતી આપી જૂદા થઇ પોતાના વતન કાલોલમાં વેપાર કરવા લાગ્યા તેથી ગોધરાની પેઢી પરી જગજીવનદાસ શીવલાલ ભાઇની સ્વતંત્ર માલકીની થઈ હતી. રા. પારેખ સમર્થ નીતિવાન્ દમિષ્ટ અને સુલેહના ચૂસ્ત હિમાયતી હતા તેમજ મોટા પુરૂષને છાજે તેવાં ધૈર્ય શાન્તિ આદી ગુણો તેમનામાં વાસ કરી રહ્યા હતા રા. પારેખ હંમેશા પોતાની. પેઢીના દેશાવર વિગેરે ખાતેના કાગળો પોતાની જાતેજ વાંચતા હતા. હવે ધીમે ધીમે રા. જગજીવન પારેખનું શરીર વધુ જીર્ણ થવા લાગ્યું છેવટે સંવત્ ૧૯૬૦ના ભાદરવા માસમાં ગોધરા ખાતે

સખ્ત પ્લેગ ચાલતો હોવાથી તેઓ પોતાને વતન કાલોલ રહેવા ગયા. પરંતુ હમોને અત્રે લખતાં અત્યંત દિલગીરી ઉદ્ભવે છે કે ત્યાં ગયાને લગભગ આઠ દિવસ થવા આવ્યા નહિ તે દરમ્યાન સંવત્ ૧૯૬૦ના ભાદરવા વદ ૮ ના દિવસે રા. જગજીવનદાસ પારેખ પોતાની પાછળ બે પુત્રો નામે વલવદાસ તથા ચંદુલાલ તથા બે પુત્રીઓ નામે ચંચળ બ્હેન અને મહાલક્ષ્મી, બ્હેન તેમજ તેમના સંતાનોના પુંજ્ય માતુશ્રી નામે લાડવઇબા વિગેરે લાંબુ કુટુંબ મંડળ તથા પુષ્કળ સ્થાવર જંગમ મિલકત મુકી ૬૯વર્ષની વયો વૃદ્ધ વયે સ્વર્ગવાશી થઇ આ જ્ઞાની દુનિયાનો ત્યાગ કર્યો તેમના મરણની ખબર બધે ફેલાતાં સર્વને ભારે શોક ઉત્પન્ન થયો.

પારેખના સદ્દગુણો—સ્વ. પારેખજીએ પોતાનું બધું આયુષ્ય પરોપકારના કામો કરીને ઘણા આનંદમાં ભોગવ્યુ હતું મોટા મોટા શાહુકારો તથા સ્ટેટોને ખરી અણીની વખતે નાણાંની મદદ આપી મદદગાર થતા તેથી કરીને ગોધરાખાતે તેઓ ‘ નગરશેઠ ’ની ઉપમાને પણ યોગ્ય હતા. રા. પારેખે ઘણાએક કુટુંબો વચ્ચેના કલેશ તથા મહાજન વિગેરેના કલેશ ઘણીવખતે પંચાતીઆ થઇને મટાડયા હતા.તેમજ અદાલતોમાં જે કજીઆનો નિકાલ લાંબી મુદતે પણ થવા પામતો ન હતો તેવા કજીઆનો નિકાલ તેઓ ઝટ કરી નાંખતા ઉભયપક્ષ વચ્ચે તેમનો એવો પ્રભાવ પડતો કે તેમનું વચન કોઇ ફેરવી

થકતું નહિ ગોધરામાં દરેભ કનાલા માટે રા. પારેખે જે પરિશ્રમ લીધેલો તે એવો હતો કે તેની યાદગીરી ઘણા વર્ષ પર્યન્ત ત્યાંના નાગરિકો ભૂલશે નહિ.

પારેખ કુટુંબનો સંપ—અને માનમરતબો—રા. પારેખનું કુટુંબમંડળ ઘણું મોટું હોવા છતાં સઘળા માણસો એકજ પંક્તિએ બેશીને જમતાં હતાં એવો સંપ એ ભાગ્યશાળી પુરૂષના દાબથી ચાલતો હતો. રા. પારેખે છેલ્લીવારે પોતાના મરણ અગાઉ પોતાના ભત્રીજાઓને સર્વે મજીયારૂ વહેંચી આપી વખાણવા લાયક બંદોબસ્ત કર્યો હતો જેથી તેમના અવશાન પછી પણ પારેખ કુટુંબનો એક સંપ સારી રીતે સચવાઈ રહેવા પામ્યો હતો. કોઈને નાણું હોય છે તો તેને બીજી હરેકપ્રકારની ખામી રહી જાય છે પણ આ ભાગ્યશાળી પારેખને પુત્ર—પુત્રીઓ—ભત્રીજા—વિગેરે બોહોળુ કુટુંબ, પુષ્કળ દ્રવ્ય—જમીન જાગીર—અને છેક વિલાયત સુધી આબરૂ તથા શરીરે આરોગ્યપણુ અને વિદ્યા એ રીતે

પંચાગ લક્ષ્મી તેમણે ભોગવી હતી એવા નશીબવાન પુરૂષ તો કોઈ વિરલજ હોયછે.ગોધરા મ્યુનીસીપાલીટીમાં હાઉસ ટેકસ ભરનારમાં રા. પારેખ પહેલા નંબરના ખાતેદાર હતા. તે હમારે ભુલી જવું જોઈએ નહી, તેમજ ગોધરા એ પંચમહાલ રેવાકાઠાનું મુખ્ય સીવીલ સ્ટેશન અને વેપારી મથક હોવાથી સૂંથ—છોટાઉદેપુર—દેવગઢ બારીયાના રાજાઓ ઠાકોરો

મેવાસના તાલુકદારો અને સરદારો તથા ગૃહસ્થો તેમને ત્યાં મૂકામ કરતા હતા તેઓ સર્વનું શ. પારેખ ઘણી સારી રીતે યથા શકિત સન્માન કરતા હતા. હિંદુ તહેવારના દિવસોએ ગરિબગરબાં તથા બ્રાહ્મણ વર્ગને સારી રીતે સંતોષતા પોતાના કુટુંબમાં સારા નરસા પ્રસંગોમાં તેઓ જ્ઞાતિજનોને તેમની મરજી મુજબ ખુશ રાખતા હતા. તેમણે લાખા રૂપીઆ પેદા કરી સદ માર્ગે વ્યય કરી અમર નામના મેળવી છે.

સ્વ. જગજીવનદાસ પારેખનાં ધર્મ પત્ની બાઇ લાડવાઇબા હાલમાં ૭૫ વર્ષના વૃદ્ધ થએલાં ધર્માત્મા હયાત છે તેઓ શુશીલ, સદગુણી અને એવાંતો માયાળુ છે કે જ્યારથી તેઓ ગોધરે રહ્યાં ત્યારથી પોતાના પરીવાર ભત્રીજા ઇત્યાદી કુટુંબીઓની પોતાના પુત્રોની માફક સંભાળ રાખતાં અને તેમના સુખે અને દુઃખે દુઃખી થતાં તેજીજરીતે હાલમાં પણ પોતાના પુત્ર પરિવારની વખાણવા લાયક કાળજી ધરાવે છે કે તેઓ પોતાની આંખ આગળથી કોઇ પણ વ્યકિતનો વિયોગ થોડા વખતને માટે પણ સહન કરી શકતા નથી. અમારે આ સ્થળે જણાવવું જોઇએકે જ્યાં સુધી આપણા હિન્દુ કુટુંબોમાં શ્રીમતિ લાડવાઇબા જેવો કુટુમ્બ પ્રત્યે સદભાવ રાખનાર સ્ત્રી વર્ગ તૈયાર નહિ થાય ત્યાં સુધી આપણો ઉદય ઘણો દુરછે એમ કહેવુ તે અતિશયોકિત ભરેલું

નહિ જ ગણાય. કારણકે એક શુશિક્ષિત માતા સો શિક્ષકોની બરાબર ઉપયોગી થઈ પડે છે.

**પારેખના સંતાનો—સ્વ.** જગજીવનદાસ પારેખને બે શાણા પુત્રો નામે રા. વલવદાસભાઇ અને ચંદુલાલભાઇ અને બે પુત્રીઓ નામે ચંચળ બ્હેન અને મહાલક્ષ્મી બ્હેન કરીને છે તે આપણે પ્રથમ વાંચી ગયા છીએ. તેઓ સઘળાં પોતાના સ્વ. પિતાશ્રીના પગલે ચાલનાર દયાળુ અને પરગજુ છે તેમના પુત્રોએ વખાણવા લાયક કામો કરીને કીર્તી મેળવેલી છે જેથી તેઓની પણ ટુંક હકીકત વાંચક વર્ગની જાણને માટે હમો અત્રે આપવી ઉચિત ધારી અત્યંત ખુશાલીથી જાહેર કરીએ છીએ અને તે નિચે પ્રમાણે છે.

૧—પારેખ વલવદાસ જગજીવનદાસ જન્મ સંવત્ ૧૯૨૩ ના પોષ સુદ. ૧૧.

આ બુદ્ધિશાળી વણીક ગૃહસ્થ જગજીવનદાસ પારેખના વડીલ પુત્ર હોઇ પોતાના વેપારી ધંધામાં ઘણા પ્રવિણ છે. તેઓ ઠરેલ અને મીલન સાર હોવાથી ગોધરા, કાલોલ, ઇત્યાદિ સ્થળે ઘણા લોક પ્રિય મનાય છે. અને સર્વ કોઇ હરેક બાબતમાં તેમની સલાહ લેવાનું પસંદ કરે છે તેઓ વેપારી લાઇન ઉપરાંત જનહિતના ઉત્પન્ન થતા જુદા જુદા કામોમાં સારૂ ધ્યાન આપે છે. દરેકને પ્રિય લાગે અને તેઓ ગ્રહણ કરે તેવો મીઠો ઉપદેશ આપવામાં રા. વલવદાસભા-

ઇની યુક્તિઓ ખરેખર ધન્યવાદને પાત્ર છે. ઘણા માણસો ભણે છે, વિદ્વાન થાય છે, સારા હોદ્દા ભોગવે છે તેમજ ધન સંપત્તિ મેળવી શકે છે. પરંતુ જનસમાજ તથા જ્ઞાતિ ભાઈ-ઓની સેવા ઉઠાવવાની સુમતિ ઘણા ઓછા પુરૂષોમાં જોવામાં આવે છે અને સેવા ઉઠાવનારાઓમાં પણ જનસમાજનો અભ્યાસ કરી સમયોચિત કાર્ય કરનારા ગૃહસ્થો તો વિરલાજ દૃષ્ટિએ પડે છે તેની સરખામણી કરતાં રા. વલવદાસે કિંમતી સેવાઓ બજાવી છે. તેમણે પોતાના પિતાશ્રીની માફક પોતાના અમુલ્ય વખતનો ભોગ આપી દરેક જન હિતકાર્યમાં ઉત્સાહ પૂર્વક ભાગ લીધેલો હોવાથી તેમની કિર્તીમાં સારો વધારો થવા પામ્યો છે તે હરકોઇ કબુલ કર્યા વિના રહેશે નહિ એને વિંવાદ છે અને તે સઘળું તેમના શુભ પ્રયાસોનું ચિન્હ છે. તેમની વાણિજ્ય સ્થિતી જાહોજલાળી વાળી હોવાને લીધે તેમની લાગવગ પંચમહાલ તથા આજુબાજુના ગામોમાં સારી છે. રા. વલવદાસ સને ૧૯૦૭ માં પ્રજાવર્ગ તરફથી મ્યુનીસીપાલ કમીશનર તરિકે નિમાયા હતા અને તેમણે તે હોદ્દાનું તથા મેનેજીંગ કમિટીના ચેરમેનનું કામ ઘણીજ માન ભરી રીતે વખાણવા લાયક કીધું હતું—સરકાર તરફથી સને ૧૯૦૯ માં ખેડુતોના હક સાચવવા માટે કન્સીલીએટર તરિકે નિમવામાં આવ્યા હતા તે વખતે તેમને પોતાના ધંધાની મોટી ઉથલ પાથલ

હોવા છતાં ગરિબ ખેડુત વર્ગના હક્કો સાચવવાના કામમાં પુરતો શ્રમ વેઠી ગોધરાના દરેક લવાદ કરતાં વધારે ફેશલા કર્યા હતા તેમજ ગરિબ વર્ગને પુરતી રીતે સંતોષ આપ્યો હતો હમો રા. વલવદાસને તેમના આ શુભ કાર્યો માટે ધન્યવાદ આપીએ છીએ નામદાર સરકારે રા. વલવદાસને પાંચ વર્ષથી બ્રેન્ચ માજીસ્ટ્રેટ નિમેલા હોવાથી તેમણે નિયમીત હાજરી આપી સંતોષ કારક કામ કરી બતાવ્યું છે તે સિવાય હિંદુ દેવસ્થાનના પંચ તરીકે, સેસન્સ કોર્ટના એસેશર તરીકે વખતો વખત નિમાય છે. વિશેષમાં ગોધરા સીવીલકોર્ટમાં તકરારી દાવાઓના નિકાલ કરવાને પક્ષકારોના આગ્રહથી મેં. સબજજ સાહેબ તેમને લવાદ તરીકે નીમે છે. તેઓ વચમાં પડી બન્નેપક્ષને અસરકારક સમજુત કરી તેઓ સર્વ ખુશી થવા પામે તેવો તોડ જોડ કરી આપે છે. લવાદી કામોમાં રા. વલવદાસ પારેખ વખતો વખત ભાગ લેઇ ફડચો લાવતા હોવાથી હાલમાં સુરત ડીસ્ટીકટ કોર્ટમાં આસીસ્ટંન્ટ જડજનો માનવંતો હોદ્દો ભોગવતા બાહોશ અમલદાર મે. મંછારામ મયારામ ભટ્ટ સાહેબે, સુંથસ્ટેટના એડમિનીસ્ટ્રેટર મે. કીરપાશંકરભાઇએ સંવત ૧૯૫૬ માં ફેમિનમાં તગાવી તથા દા[illegible] સારા વહીવટ માટે ઉતમ પ્રકારની વ્યવસ્થા રાખ્યા મતલબનાં તેમજ ગોધરાના હાલના મે. કલેકટર સા. બા. સ્માર્ટ સાહેબે બ્રેન્ચ માજીસ્ટ્રેટ તરીકે

પ્રથમ પંક્તિએ કામ કર્યા બદલ તેઓ સાહેબ બહાદુરો તરફથી તથા અન્ય જાણીતા અમલદારો તરફથી જે હુકમ તથા સરટીફીકેટો મળેલાં છે તે નિચે પ્રમાણે છેઃ

1. Certified that Mr. Vallavdas Jagjivandas, manager of the Grain Tagavi and Sayer contract in Sunth State is a respectable and trustworthy man. He managed his affair satisfactarily. He took a great interest in the collection & management of the famine relief fund raised in the famine year of S. 1956. He supervised the cheap grain shop maintained from the fund & audited the accounts.

Godhra                Sd/ Kirpashanker B.
2nd June 1902     Late Administrator Sunth state.

સુંથ સ્ટેટના દાણા તગાવી અને સાયરના કંન્ટાકટર મી. વલવદાસ જગજીવનદાસ આબરૂદાર અને વિશ્વાસુ માણુસ છે. તેમણે તેમના કામમાં ઘણોજ સંતોષ આપ્યો છે. સંવત ૧૯૫૬ ના ભારે દુકાળ વખતે ફેમીન રીલીફ ફંડમાં તેમણે ઘણી મદદ આપી હતી. સસ્તા ભાવે વેચવાના દાણાની દુકાનોનો હિસાબ તેમણે રાખ્યો હતો.

ગોધરા તા. ૨ જૂલાઇ ૧૯૦૨    સહી. કીરપાશંકર બી.
માજી એડમીનીસ્ટ્રેટર
સુથ. સ્ટેટ.

Godhra 9th February 1911

2. I have known Mr. Vallavdas Jagjivandas Parekh of Godhra for the last one year. Both as a gentleman of the place and as a contractor for the Taluka. During my one year's experience as Sub-Judge Godhra, I found that people have great relience on him and often mentioned his name as a panch for the amieable settlement of their suits. As a conciliator I find he did his duty very well and seemed to appreciate the honour done to and trust reposed in him by Government. There was never any complaint against his work. I must say that he well mantains the high reputation that his father and family have earned in the Town & Taluka of Godhra. He is thoroughly honest and reliable.

Sd/ M. M. Bhatt.
Sub-Judge Godhra.

તાલુકાના કોન્ટ્રાકટર અને ગામના ગૃહસ્થ તરીકે મી. વલ્લવદાસ જગજીવન પારેખને હું એક વર્ષથી ઓળખું છું ગોધરાના એક વરસના સબજડજ તરીકેના અનુભવથી મ્હેં જોયું છે કે આમ લોકને તેમના પર પંચ તરીકે ઘણો ભરૂસો

છે. અને ઘણા દાવામાં તેમને પંચ તરીકે નીમવામાં આવ્યા હતા. કન્સીલીએટર તરીકે તેમનામાં સરકારે મૂકેલો વિશ્વાસ અને તેમને આપેલું માનનિય કન્સીલીએટર પણ સારી રીતે અદા કર્યો છે. તેમના કામ વિરૂદ્ધ કદી કોઈની કંઈ ફરીયાદ હતી નહી ગોધરા તાલુકા ને ગામમાં તેમના બાપ અને કુટુંબે મેળવેલી આબરૂ પોતે જાળવી શકશે. તે પૂર્ણ વિશ્વાસુ અને પ્રમાણીક છે.

(સહી) એમ. એમ. ભટ.

સબ જડજ ગોધરા.

No. S. R.
———
193

Godhra 7th August 1918

Memorand ım.

3. Tl e statem ͻnt showing attendence of the third class Bench Magistrates at the sittings of the court rootived from the Bench under their no. M. A. G. C. 55 dated the 10th ultimo discloses the following state of affairs.

2. From 1st January 1918 to 30th Junə 1918 There were 48 sittings Vurorums were formed at 22 sittings and no vurorums were formed

at 26 sittings. The attendance of the Magistrates was as follows:–

1 R. S. B. R. Desai attended 18 sittings,
2 Mr. Vallavdas J. Parekh 41 „
3 Mr. Ismalji A. Shahervalla 5 „
4 Mr. Chhaganlal M. Shah 17 „
5 Mr. A. S. Kazi 17 „
6 Mr. M. H. Kothawala has been absent throughout.

3. All the magistrates (except Mr. Parekh) who heve failed to attend even 20 sittings are therefore requested to attend more regularly in future. Sd/ W. W. Smart.

District Magistrates Panch Mahals.

S. N.

To, All the Bench Magistrates

The Bench of Magistrates, Godhra.

The Western Prant.

તા. ૧૦ મી જુલાઇને દિવસે બ્રેન્ચ તરફથી નં. એમ એજી સી. ૫૫ની મળેલી ત્રીજા કલાસ બ્રેન્ચ માજીસ્ટ્રેટની બેઠકની હાજરીની યાદી નીચે મુજબ કામની સ્થિતી બતાવે છે.

૨—૧ લી જાન્યુઆરી ૧૯૧૮ થી ૩૦ મી જુન ૧૯૧૮ સુધી કુલ્લે ૪૮ બેઠક થઇ હતી. તેમાં ૨૨ બેઠકોમાં

કોર બોલાવ્યું હતું અને ૨૬ માં બોલાવવામાં આવ્યું હતું નહિ. માજીસ્ટ્રેટની નીચે મુજબ હાજરી હતી.

| | | | |
|---|---|---|---|
| ૧. રા. સા. બી. આર. દેસાઇ | ૧૮ | મીટીંગમાં આવ્યા. |
| ૨. મી. વલવદાસ જી. પારેખ. | ૪૧ | ,, |
| ૩. મી. ઈસ્માઇલજી એ. સાયરવાલા | ૫ | ,, |
| ૪. મી. છગનલાલ એમ. શાહ. | ૧૭ | ,, |
| ૫. મી. એ. એસ. કાઝી. | ૧૭ | ,, |
| ૬. મી. એમ એચ. કોઠાવાલા. | | બધા દિવસ ગેર હાજર હતા. |

૩—મી. પારેખ સિવાય બધા મેજીસ્ટ્રેટ કે જેમણે ૨૦ બેઠક ઉપર પણ હાજરી આપી નથી તેવાને વિનંતી કરવામાં આવે છે કે તેમણે નિયમિત હાજરી આપવી.

ગોધરા ૭ ઓગસ્ટ ૧૯૧૮

ડબલ્યુ ડબલ્યુ સ્માર્ટ
ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ.

રવાના. પંચમહાલ.

બધા બ્રેન્ચ માજીસ્ટ્રેટ.

માજીસ્ટ્રેટની બેન્ચકોર્ટ ગોધરા પશ્ચિમ પ્રાંત આ સિવાય રા. વલવદાસ પારેખે પોતાની વૈષ્ણવ ધર્મ પ્રત્યેની અભિરૂચિ દર્શાવવા પોતાના કાકાના દિકરા કે જેઓ પોતાના ઈષ્ટ દેવશ્રી ઠાકુરજીનો સ્વતંત્ર કબજો લેઇ બેઠા હતા તેમની સાથે હાઇકોર્ટ સુધી જઇ ન્યાય મેળવી સંવત ૧૯૬૧ ના

પ્રથમ વૈશાખ સુદ ૧૦ ના રોજ શ્રીઠાકુરજી પધરાવ્યા હતા જે તેમની દયાળુ ધાર્મિક લાગણીની ઘણી સારી પ્રતિતી આપે છે તેમને મી. બાલુભાઈ કરીને એક પાંચ વર્ષનો પુત્ર રત્ન છે જેની કેળવણી પ્રતિ પોતે ખાસ લક્ષ આપે છે.

૨—રા. ચંદુલાલ જગજીવનદાસ પારેખ જન્મ સંવત ૧૯૩૫ ના દ્વીતિય આસો સુદ ૧૩ ના રોજ થયો હતો. પરોપકાર, દયા. દાન, ધર્મ પ્રતિ તેઓ બાલવયથીજ અસાધારણ પ્રીતિ ધરાવે છે. તેમના વડીલની ઇચ્છા મુજબ તેમણે વેપારી લાઇન પસંદ કરી છે. પોતાના કુટુંબની પ્રતિષ્ટા સાચવી રાખી એક નિષ્ઠાથી પ્રમાણિક પણે વ્યાપાર અને સરાફી વહીવટ ચલાવવો એવાં કામોમાં રા. ચંદુભાઈ સારૂ હિત લે છે. કોઇ પણ જાતિના ગરીબ વર્ગ ઉપર તેમની સારી દિલસોજી છે. સગાં વ્હાલાંઓને પ્રસંગોપાત મદદ કરે છે ધર્મ તરફ પણ ઉદાર વૃતિ રાખે છે. ગોધરાના વેપારી મંડળ તથા આગેવાન વર્ગમાં રા. ચંદુભાઇએ સારૂં માન અને ઇજત મેળવ્યા છે તેમનો કુટુંબ પ્રત્યેનો સ્નેહ ખાસ ધડો લેવા લાયક છે. પૂર્વ જન્મે કરેલાં પુન્યોના ઉદય સિવાય કોઇને આવા પ્રકારની સદબુદ્ધિ પ્રાપ્ત થતી નથી. આવા આવશ્યક સદગુણને લઈને રા. ચંદુભાઈને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછોજ છે. તેઓને ધાર્મિક પુસ્તકો વાંચવાનો ઘણો શોખ છે. રા. ચંદુભાઈ જાતે ઉપેગી કાર્યદક્ષ

વિવેકી સદગુણી માયાળુ અને દયાળુ હોવાથી જે તેમના સમાગમમાં આવે છે તે ખુશી થયા વિના રહેતા નથી. સંતાનમાં રા. ચંદુભાઇને બે પુત્રીઓ છે જેમાં ગોદાવરી બ્હેનની ઉમ્મર ૧૪ વર્ષની છે. તથા ચંન્દન બ્હેનની ઉમ્મર ૮ વર્ષની છે. તેઓ બાળલગ્નને ધિક્કારનાર હોવાથી પોતાના સંતાનોને બાળપણમાં તેમણે પરણાવ્યાં નથી પરંતુ ગોદાવરી બ્હેનનું લગ્ન મોટી ઉમ્મરે સંવત ૧૯૭૨ ની શાલમાં એવી વખાણવા લાયક પદ્ધતિથી કર્યું હતુ કે તેમની આખી કોમમાં ભાગ્યેજ કોઈ પણ લગ્ન આ પ્રમાણે થવા પામ્યા હશે. એવી હમારી ખાત્રી થવા પામે છે.

૩—ચંચળ બ્હેન તે જગજીવનદાસ પારેખનાં મોટાં પુત્રી થાય છે તેમની ઉમ્મર હાલ ૫૪ વર્ષની છે તેમને કાલોલના જાણીતા મહેતા કુટુંબના દવારકાદાસ વ્રજલાલની પેઢીવાળા રા. હિમ્મતલાલભાઈ સાથે પરણાવેલાં છે તેઓ વસ્તારી ફરજંદ ધરાવે છે.

૪—મહાલક્ષ્મી બ્હેન—જેમની ઉમ્મર હાલ ૪૨ વર્ષની છે. તેઓ રા. જગજીવનદાસ પારેખના વખતથીજ વિધવા થએલાં હતાં તેથી તેમને તથા તેમના ભાણાઓને રા. પારેખ વલ્લવદાસ તથા ચંદુભાઇએ પોતાના ઘરે રાખી ભણાવી ગણાવી ધંધે લગાડયા છે.

## ઉપસંહાર.

પ્રિય વાંચક ! આપણને સ્વ. જગજીવનદાસ પારેખ. તથા તેમના શાણા પુત્ર, પુત્રીઓનું ટુંક જીવન ઉપર મુજબ વાંચવાથી ખાત્રી થવા પામી હશે કે રા. વલવદાસ અને ચંદુભાઇ બન્ને ભાઇઓ પોતાના સ્વ. પિતાશ્રીના પગલે હળીમળી એક સંપથી ચાલી પોતાના કુટુંબની કીર્ત્તી સાચવી રાખી વધારો કરવાને શક્તિવાન થયા છે. બન્ને ભાઇઓ સાદુ જીવન ગાળી બહોળા પાયા ઉપર પોતાનો મનમાનતો ધંધો ચલાવી ભાગ્યશ્રી પ્રાપ્ત કરી ગોધરા તથા પોતાની સ્વ જન્મભુમિ કાલોલની જાહેર હિલચાલો તથા જ્ઞાતિ ભાઇઓના ભલાને માટે ઉત્સાહ પૂર્વક ભાગ લે છે તેમણે કેળવણીની બાબતમાં પોતાની જ્ઞાતિની વખાણવા લાયક ગુપ્ત અને પ્રકાશ પણે સહાય કરી છે. વિશેષમાં હમોને જણાવતાં આનંદ ઉપજે છે કે તેમણે પોતાની જ્ઞાતીના કાલોલયું બેંક એંગ્લોવર્નાકયુલર સ્કુલમાં અભ્યાસ કરે તેવા વિદ્યાર્થીઓને તા. ૧-૮-૧૯૧૮ થી ત્રણ વરસ સુધી ફીનો ખર્ચ પોતાના તરફથી આપી કેળવણીનો લાભ આપવા પુરતો બંદોબસ્ત કીધો છે જેથી કાલોલ નિવાસી રા. સા. મન્વંતરાય જદુરાયની કાળજી ભરી દેખરેખ નિચે દસાલાડ કોમના સોળ વિદ્યાર્થીઓ નવા દાખલ થઈ અંગ્રેજી કેળવણીનો લાભ લેવાને ભાગ્યશાળી નિવડયા છે તેને માટે હમો

રા. વલવદાસ તથા ચંદુભાઇ બંન્નેભાઇઓને અંતઃકરણ પૂર્વક ધન્યવાદ આપીએ છીએ અને આશા રાખીએ છીએ કે આ પ્રશંસા પાત્ર કાર્ય માટે કાલોલના તેમની જ્ઞાતિના વણીક ભાઇઓ આ બંન્ને ભાઇઓનો જેટલો આભાર માને તેટલોજ ઘણો ઓછો છે એવું કહેવું તે અતિશ્યોક્તિ ભરેલું નહિજ કહેવાય એવી હમારી સંપૂર્ણ ખાત્રી છે. પ્રિય વાંચકો ઉપર પ્રમાણે સ્વ. જગજીવનદાસ પારેખના જીવનનો ટુંક હેવાલ આપી પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરીએ છીએ કે પ્રભુ મહુંમના અમર આત્માને શાન્તી આપો અને તેમના પ્રતાપી પુત્રો-પૌત્ર તથા આખું પારેખ કુટુંબ દિર્ઘાયુષી હોઇ લાંબુ સુખકારી જીવન ભોગવી પોતાના પિતાની આબરૂમાં વધારો કરનાર નિવડો.

અસ્તુ !

